૧૮૩૩

૧૮૩૩

# ઘરડા કાકાનો વરઘોડો.

રચી પ્રસિદ્ધ કરનાર

ભટ કાનજી માધવજી રંધોળા.



નડીઆદ.

સત્યસાગર પ્રેસ.

સંવત ૧૯૩૯—સન ૧૮૮૩

કિંમત ત્રણ આના.

# ૧૯૩૩

(કવિત) મનહર.

દયાળુ અતિ ઉદાર લાજનો વધારનાર,
દુ:ખ તણા ટાળનાર શાણા સરદાર છે;
ખરી બૂઝ જાણનાર હેતુ જન હિતકાર,
દિસે દેવાંશી દાતાર નોંધારાં આધાર છે;
સોભિત ગુણ ભંડાર કાન્તિ રૂપ પારાવાર.
વદું શું હું વાર વાર કાવ્યનો કોઠાર છે,
ગંભીર ગાદો વિશેષ ભાળિયો મેં બેસ બેસ.
રાજા રતનેસ આજ કવિયોનો કાર છે. ૧
ગોહેલ તણે લલાટ લીમડા લખાયા પાટ,
ઠીક કર્યો ઠાઠ માટ ટીલાટ સૌ દાખે છે;
ભૂપ ભગમાલ સૂત સારો થયો છે સપુત,
નામ રાખ્યું રાજ પુત કાવ્ય રસ ચાખે છે;
કાવ્ય પર પ્યાર જેમ આગળ રાખેજ એમ.
કિર્તિ પ્રસરે ન કેમ? ખરૂં ચિત્ત ભાખે છે;
એવા નૃપ તણું નામ બાળાપણ સ્નેહ કામ,
લઘુ ગ્રંથ સાથ આમ "કાન" જોડી રાખે છે. ૨



# પ્રસ્તાવના॥

દુષ્ટ પિતા પૈસાનો લોભ કરી બાપડી નિર્દોષ પુત્રી બુઢ્ઢા-વરને આપે છે. પણ અંતે શું બનશે તે પર વિચાર કરતાં નથી આવા પુરૂષોને ચાબક મારવા કસાએલી કલમથી ઉત્તમ પુસ્તકો અને ભાષણો ઘણાં થયાં છે. તેથી તે વિષે કહેવું એ ખાધેલું વાગોળવા જેવું છે. તોપણ અધાપી પર્યંત દુષ્ટિઓની આંખ ઉઘડતી નથી માટે હજુ વિશેષ વાર કહેવાની જરૂર છે.

લોભી પિતાનાં કરતવ્ય અને તે ફેરવવા પુત્રીએ કરેલી યુકિત, એ વગેરે બાબત પર ચિતાર આપવા કોશીશ કરીછે. પણ લંબાવવા જેવો વિષય ટુંકામાં પૂરો કર્યો કારણ કે કિમત જૂજ થાય તેથી સઘળા ગ્રાહકોને ખરીદવા અનુકુળ પડે.

વહાલા વાંચનાર! આ નાનું પુસ્તક તમને પસંદ પડશે. ને તેમાં તમારા તરફથી કાંઇ મદદ મળશે તો મારાં બનાવેલ બીજાં પુસ્તકો જલદીથી દેખા દેશે. એજ.

ભટ કાનજી માધવજી. રંધોળા.

-❦-

# ઘરડા કાકાનો વરઘાડો.

## પાત્ર.

| | |
|---|---|
| લાલચુથા | એક લોભી વાણીઓ. |
| દયાબાઈ | તેની સ્ત્રી. |
| જડાવ | તેની કુંવારી કંન્યા |
| ઘરડો કાકો | એક શાહુકાર [પરણવા તૈયાર થયેલ] |
| ખીમો | એક હજામ |
| દાજી | એક આબરૂદાર મરાઠીઓ. |
| સુમતીચંદ | એક કેળવાયલો ઉગતો જુવાન |

સ્થળ ઇચ્છા પુરી.



# ઘરડા કાકાનો વરઘોડો.



## પ્રવેશ પેહેલો.

### સ્થળ લાલચુશાનું ઘર.

લાલચુશા. દયાબાઇ ને જડાવ

લાલચુશા—મારી પ્રિય પત્ની! ભિન્ન ભિન્ન રૂતુમાં ભિન્ન ભિન્ન દુઃખ વેઠી વધો ઉપરાંત હેરાન થઇ મહા મુશીબતે જાળવી રાખેલું અમૂલ્ય રત્ન આ જે વેચવાનો વખત આવ્યો, અને તેનો કીમતી નાણાવટી મળી આવ્યો.

દયાબાઇ—શું તે રત્ન તો મારા કાળજાની કોર ને જીવથી પણ અધિક મારી વહાલી જડાવ ન હોય! કેમ! તેના સગપણનું કોઇ માગું આવ્યું છે?

લાલચુશા—હા, ખરે તેં કેમ જાણ્યું? એ તો પૈસાદાર પરાક્રમી પુરૂષ ઘરડા કાકાના નામથી મશહુર થએલ છે. પૈસો તો આજ કાલ થોડી મુદતથી મેળવ્યો છે. પણ એટલામાં તો એવી શાખ બેશી ગઇ છે કે આખા ગામમાં સૌ માથું નીચું નમાવી ચાલે છે. શું કન્યાનાં નશીબ? એ નશીબનાં હવે શાં વખાણ કરવાં! આપણે કોઇ સારૂં ઘર મળે તો વેવિશાળ કરવાનું ધારતા હતા. એટલામાં અનાયાસે આવી મળ્યું ઇશ્વર ધારે તે સારા માટેજ.

દયાબાઈ—પૈસાદાર એતો ઠીક, પણ વિદ્વતામાં શું વખાણવા લાયક છે તે વર્ણવો. તથા ઉમર કેટલી છે તે કહો.

લાલચુશા—અરે! એક લાખ કરતાં વધારેનો ઇસ્ટોલ સંભળાય છે. ને ઉમર તો કાંઇ મોટી નથી. છોડી કરતાં સહેજ વરસ વધારે હશે. પણ એ તો શાસ્ત્રનો લેખ છે કે "કન્યા કરતાં વર પાંચ વર્ષે મોટો જોવો" ત્યારે ધારવા પ્રમાણે ઘણુંજ સારૂં છે. વળી છકરડીને વધતાં વાર શી?

દયાબાઈ—વારૂ. ઉમ્મરે કેટલી છે તે તમે નકી કહેતા નથી, તેમજ એ શું વિદ્યા જાણે છે તે જણાવતા નથી.

લાલચુશા—વરસ તો ૩૫-૪૦ હશે ખરાં પણ શરીર મજબુત તેથી જણાય તેમ નથી. સદગ્રહસ્થ એટલે જમવાનું પૂર્ણ સુખ ત્યારે વૃધ્ધાવસ્થા શે વરતાય!

દયાબાઈ—"વૃધ્ધાવસ્થા શે વરતાય" એ બોલ ઉપરથીજ જણાય છે કે ૩૫ ને ૪૦ મળી ૭૫ વર્ષ થયાં હશે.

લાલચુશા—કદાપી એમ હોય તોપણ શું?

દયાબાઇ—કેમ વારૂં? વૃધ્ધને આપી બાપડી અનાથ બાળકીને હાથે કરી રંડાપો વહોરી આપવો!

લાલચુશા—રાંડ એ શું બોલે છે? સંભાળીને બોલ તું શું સમજે? હમણાં પાંચ સાત વરસ શેઠને કાંઇ થવાનું નથી એટલામાં દયા કરે તો એકાદ છોકરૂં થઇ જશે. એટલે ચિંતા મટે. બિચારા શેઠ પણ છૈયાની ખોટેજ કરે છે તો? નહિંતર તેનાં આગલાં ઘરનાં ૫૮ વર્ષની ઉમ્મારે ગુજરી ગયાં તે વખત

ણશુ છોકરાને બે દીકરીયો હતી; ત્યારે કાંઇ ફરી કરવાની મર-જી ન હતી. પણ પછવાડેથી જરા ગ્રહ વાંકા એટલે બે નાના છોકરાઓનો અછબડા, ઓરી વીગરે વ્યાધીથી વિનાશ થયો, ને મોટો છોકરો ૨૦ વરસની ઉમરે કાંઇ પણ સંતાન આપ્યા વગર પોતાની વહાલી સ્ત્રીને વિધવા બનાવવા કોલેરાના દરદથી કષ્ટ પામી અંતે જગત કર્તાની હજુરમાં જવાબ દેવા જઇ રહ્યો. બે દીકરીઓ છે તેને તો જમાઇ લઇ જવાના. પછી દીકરાની વિધવા વહુ ચાકરી કરે કે નહિ? એ ભરૂંસો કેમ પડે વળી સંતાન વગર સઘળા પૈસામાં પૂળી મુકવી?

દયાબાઇ—વાહવા! રત્ન લેનાર તો નાણાવટી સારો મળ્યો. પણ પીટયા અબુજ; કાગડાની કોટે દૈપરૂં શું બાર વરસની બાળકી પંચોતેર વર્ષના પાપીને આપી પરહેજ કરવી? આ તમારો વિચાર કદી પણ બર આવવાનો નહિં.

લાલચુશા—તારૂં ડહાપણ બહુ. પગપર પગ ચડાવી સાંગા માચીપર બેસી રહેતાં દાશીઓને હુકમ ફરમાવવાનું અને લીલાં પીળાં થઇ ફરવાનું બીજે ક્યાંથી શોધી લાવવાની હતી?

દયાબાઇ—મારી છોકરી સૂકો પાકો રોટલો ખાઇ ઉધમ કરી પોતાનું પેટ ભરશે. વળી જો તેને વિદ્વાન વર મળશે તો તે પૈસાદાર કરતાં વધારે ગણાશે. પણ બુઢા વરને આપવા તમારો વિચાર બર લાવતાં પહેલાં તેને વિષ ખવરાવી મારી નાંખવી એ વધારે સારૂં છે.

લાલચુશા તેમાં આપણને શું ફાયદો? પાળી [illegible]

ટી કરી તેનો ખદના નળવાનો આજે વખત આવ્યો કેમકે ધારવા પ્રમાણે તો થોડા એટલે ત્રણ હજાર રોકડા ને બે હજારનું ઘરેણું કર્યું છે. વળી પ્રસંગે ખોટ નીકળે ખરી ત્યારે બીજી થી જરૂર છે.

(જડાવ આવે છે)

લાલચુશા—આ જડાવ બેન આવ્યાં કેમ બેન? તારાં લગ્ન કરીએ તો તું પૈસાદાર ચાહે છે કે બીજો? મારા ધારવા પ્રમાણે તું પૈસાદારજ ઇચ્છીશ.

જડાવ—પીતાજી, કહેતાં શરમ આવે છે. પણ પૂછો છો ત્યારે કહેવું જોઇએ કે હિંદુ ભાઇઓ ખરેખર કુચાલરૂપી કાળના સપાટામાં આવી ગયા છે. તો પણ તેમની આંખ ઉઘડતી નથી. એ વિષે કાલે અમારી કન્યાશાળામાં ભાષણ થતી વખત એક કવિ કવિતા બોલ્યા હતા તે સાંભળો.

## સવૈયા એકત્રીશા.

સુસ્ત થઇને રહ્યા સ્વદેશી, નિદ્રાએ સપડાવ્યાસાર,
હાથે કરીને હળવતા પડતાં, ખોઇ બેઠા ખાંતે બહુવાર;
આવું કેમ ગમે છે ચાહ્યા, શું મુંઝાણા છો દગબાજ,
અરે! આર્ય છોને આજે, સદ્ય સુધારો કરવા કાજ. ૧
સંપ ગયો સંતાઇ છાનો, લક્ષ્મિ પણ રીસાણી સોય,
વ્યસન વિષે ચકચુર બન્યા, ત્યમ નૂર મળે નહિં મુખપર કોય;
જુસ્સો નહિં જાત્યાભિમાની, સ્વદેશિનો જોતાંમાં નાજ,
અરે! આર્ય છોને આજે, સદ્ય સુધારો કરવા કાજ. ૨

ગ્રહવિદ્યા વિસારી મૂકી, નાઠી નિતિ દેખી એમ,
હુન્નર કળામાં હિત જરા નહિ, સદગુરૂ અને મળે નહિં પ્રેમ;
ભાષા ભાવિક ભૂલ્યા ભાળું, શણગારે મોહ્યા શું આજ?
અરે! આર્ય ઉઠોને આજે, સઘ સુધારો કરવા કાજ. ૩
દુરાચાર ફેલાયો ફોગટ, આંખ ઉઘાડોને આ વાર,
હિંદના ડાહ્યા સજ્જન સારા, સ્ત્રી કેળવણી કયાં છે સાર;
જ્ઞાતિ બંધન જૂદાં કરીને, શું કરીઓ સારો રીવાજ,
અરે! આર્ય ઉઠોને આજે, સઘ સુધારો કરવા કાજ. ૪
ઘરમાં મર ઘંટીએ બંટી, મળે નહિં પણ વેચી દ્વાર,
કરજે લઈને વરા વિષે દો, ચુરમે ચર પર ઘીની ધાર;
આવો ચાલ કર્યાથી ખોઈ, ખોવરાવી બીજાની લાજ,
અરે આર્ય ઉઠોને આજે, સઘ સુધારો કરવા કાજ. ૫
યોગ યવનમાં વિરળાયા છો, દુઃખડાં સઘળાં કેમ દળાય,
બાળ લગન તો બૂરૂં કરે, પણ એ વિચારો નહિંરે કાંય;
ભરત બિચારો ફીકો લાગે, ઉજેશ એનો કયાંછે આજ?
અરે! આર્ય ઉઠોને આજે, સઘ સુધારો કરવા કાજ. ૬
કયાં હિમતને ધૈર્યજ નાઠાં શૂરા ગયા સંતાઈ કયાંય,
કૌવત કયાં તે ગયું કારમું, શુન્ય થયું છે સઘળું જયાંય;
નિર્બળ બાળક નિર્બળ માતા, નિર્બળ પિતા છે શીરતાજ,
અરે! આર્ય ઉઠોને આજે, સઘ સુધારો કરવા કાજ. ૭
યોગરદમ આવું અંધારૂં, તેમાં દુષ્ટ પિતાનો કેર,
લોભ કરી લક્ષ્મિ નો આગે, નિજ સૂતાને શોધી વેર;

મોટા વરને નાની દેછે, નાનાને મોટીનાં રાજ,
અરે! આર્ય હોને આજે, સઘ સુધારો કરવા કાજ. ૮
(હવે) કુલીન નામનો ફાંકો રાખી, કન્યાને નાંખો નહિં કૂપ,
નામ પડે નાણાં લીધાનું, ત્યાં તો શાણા રે'જો ચૂપ;
ઉમર, વિદ્વતા, ગુણ તપાસી, શોધીને સારો વરરાજ'
અરે આર્ય હોને આજે, સઘ સુધારો કરવા કાજ. ૯



લાલચુશા—પૈસો તો પુષ્કળ છે. તેમજ કુળ પણ ઉંચુ છે. વારૂ ઉમ્મર સહેજ વધારે છે.

દયાબાઈ—સહેજ વધારે એટલે તું બાર વરસની અને ઘરડા કાકા પંચોતેર વર્ષના કાળા અક્ષર ના કૂટી મારે તેવા.

જડાવ—અરે! દેખીતુંજ નામ મોકાણ કરવા જોગ છે ને? નાના પીતાજી ધારેલો વિચાર તો ધુળ મળવાનો.

લાલચુશા—ના, દીકરી એમ ન કરીએ; મા બાપનું કહ્યું ન કરે તે દુઃખી થાય.

જડાવ—હા, એ વાત ખરી; મા બાપ તો કદાપી કૂવામાં પડવાનું કહે તો કરવું કે?

લાલચુશા—જયાં સુધી દૂધ પીતાં ઘસઈચ ત્યાં સુધી વીખ પાવાની જરૂર નથી. પણ અંતે બળાત્કારી ઈલાજ શરૂ કરવો પડશે.

જડાવ—ઓહો! પીતાજી ધારો છો તે કરતાં વીખ પાવું કાંઇ ખોટું નથી. વળી મારા ના પાડવા ઉપરાંત કરશો તો ત-

મારી આબરૂના કાંકરા થવાના, હું તો મારે થારૂં છું તેજ કરીશ.

લાલચુશા—જોઇએ છીએ પછી શું થાય છે, હાલ તો સેઠ બેઠી રહ્યા છે માટે જાઉં છું.

( જાય છે )



## પ્રવેશ બીજો.

### સ્થળ ઘરડા કાકાનો ઉતારો.

ઘરડા કાકા ને ખીમો.

ઘરડાકાકા—કેમ ખીમા! કેવડા ને અત્તરની સુગંધી પેસીને આવશે કે? જૂઠું કહે તો મારા સમ.

ખીમો—હોવેસ્તો. તેતો છક થઇ જશે.

ઘરડા૦—પણ વારૂ આ પીઠીનો રંગ બરાબર કેમ ચઢતો નથી.

ખીમો—કાકા, પાકે ઘડે કાંઠા ચડે કે?

ઘરડા૦—સાળા, હુંતો પક્કા જુવાનને હઠાવું તેવો છું; મને ઘરડો કોણ કહે?

ખીમો—ખરૂં છે. મરવાની આળસે જીવો છો. પણ તમારૂ નામ ઘરડા કાકા છેકની?

ઘરડા૦—એતો ગામમાં સૌના કાકા થઇએ એટલે બૈરાંઓ લાજ કાઢે ને સૌ મારાથી નાનું, તેમજ આપણા ચોપડા બહાર કોઇ નહિં તેથી સઘળાએ મળી ઘરડ કાકાનો ખે-

તાળ આપ્યો. એક કહ્યું બેએ કહ્યું એ સડેડાટ ચાલ્યું, હવે તો એજ સંગ્ના પડી ગઇ છે. પણ મારૂં અસલ નામ તો ઓર છે.

ખીમો—ઓર તે કેવું.

ધરડા૦—અસલ નામ તો હીણુ બુદ્ધિયા છે.

ખીમો—વાહવા! શેઠ નામો તથા ગુણો નામ પ્રમાણે અક્કલના પણ ખાં હશો ખરા.

ધરડા૦—એમ તો ખરૂંજ કે વાણિયા ભાઇનું ડહાપણ અસલથીજ વખણાય છે. તેમાં વળી મને તો અંધારામાં વેંહેંચેલ છે.

ખીમો—જોવાને રૂપ પણ કેવું છે?

ધરડા૦—કેવું તે?

ખીમો—આંધળી બહેડાં ફોડે તેવું.

ધરડા૦—એતો સારૂં ના?

ખીમો—હા, ને મુખમુદ્રિકામાં તો કાંઇજ મણા નથી. આ જોતાં તો જણાય છે કે તમારો જન્મ સૂર્ય ગ્રહણને દહાડે થયો હશે.

(શેઠ આસ પાસ જુવે છે)

ખીમો—કાકો. માથું હેઠું ઉતારો તો બરાબર જણાય.

ધરડા૦—સાળા, બે બદામના હરામખોર હજામડા વગર વિચાર્યું શું બોલવા બેઠો છે? તારાં હાડકાંજ કુળાં છે તો? લાવ

મારાં ચશ્માં ને આયંનો.

(જોઇ મોઢે હાથ ફેરવતાં)

અરર્યા ખીમા! આ સોનાની થાળીમાં લોઢાની મેખ જેવું છે. ધોળાં પળીયાં તો બહુજ ખોટાં લાગે છે. જરા ચીપીઆ વતી ચુંટ તો?

ખીમો—કાકા, આંખોના તેજમાં અંજવાળે પણ અંજાઇ ગયા છો તેમાં વળી એ શું? મારી નવી કાકીને પછી શા-થી નીહાળશો.

ઘરડા૦—નીહાળવાનુ તો એવું રતો.

ખીમો—કાંઇ અડચણ નહિં હું છું ના.

ઘરડા૦—એ તો ઠીક, પણ વારૂ આ પળીયાં ચુંટવાનું નહિં બને?

ખીમો—શા માટે નહિં બને? નવી વહુ પરણનારે ધમા-ય નમઃ કરવું એવો નિયમ હોય તો આવો જરા ઓરા. પણ તે દહાડે હં હં !!!-અરર!!! કરતા હતા ત્યારે આજે કેમ? આજે તો તમારો ડામસીઓ સાસુમારી બરાબર સરેઘસ સડાવવું છે.

ઘરડા૦—ત્યારે કેમ?

ખીમો—કુલફ લગાવો.

ઘરડા૦—એ તો અહિં ના મળે. બીજો કોઇ ઉપાય બ-તાવો. હજામ તો કોઇ કોઇ બડા હુશીયાર હોય છે.

ખીમો—હા કાકા, મૂંછોપર મેંસ ચોપડો.

ઘરડા૦—(ખડખડ હસીને) તે તો સૌ જાણી જાય.

ખીમો—જાણશે શું? તેઓ તમારી મુંછોપર હાથ ફેરવવા ક્યાં આવવાના છે?

ઘરડા૦—ના, તે તો આપણે ક્યાં અડવા દેવાના છીએ. સાળો સાસુ ચાંપલો કરવા આવશે ત્યારે પણ મૂખ ફેરવશું તો?

ખીમો—ત્યારે પછી મેંસ ચોપડવામાં શું અડચણ?

ઘરડા૦—ઠીક, તારી મરજી છે તો લાવ.

(તાવડીની મેંસવતી વાળ કાળા કરે છે)

ખીમો—કાકા, આંખોમાં આંજણ તો આંજ્યું, પણ ગાલ પર ફૂલીયાં પાડવાં ચૂકી ગયા.

ઘરડા૦—એમકે? ત્યારે લે ઝટ કર. વારૂ વરઘોડાને શોભિતી ચીજ સંભારી સંભારીને યાદ કરજે. પણ આ ગાલમાં ખાડા દેખાય છે તેનું કેમ?

ખીમો—એમાં તો શું? એકેકો કોર એકેક સોપારી રાખો.

ઘરડા૦—(ખડખડ હસીને) ભલો ઇલાજ. કદાપી કસબ પકડાઇ જાય તો સોપારીનું વ્યસન વધારે છે એમ કહેવાય.

ખીમો—શેઠ, નેણ ઉપર સતારા તો ચોડ્યા. હવે કેડે કમ્મર પટો બાંધી જામો પહેરો. વારૂ તમને તેડનાર અણવર તો ચાર જોશે ના? શ્રીફળ તો સાથેછે એટલે ચાલશે.

ઘરડા૦—(ખીજીને) રાંડ ગોલીના બહેંકગો છું? ચાર અણવર કેવા? અણવર તો એક જોપે.

ખીમો—ના કાકા, દેશા ચાલ છે કે તમ જેવા બીજી વ-

ખત પરણે તેને ચાર જણ તેડનાર જોઇએ. બેસવાને માટે પાલખી બનાવશું કે મેલી?

ઘરડા૦—આળા. હજુ વિચારતા નથી. મેલી શું?

ભીમો—અમ સોકો ઘોડીને મેલી કહીએ છીએ.

ઘરડા૦—તો ઠીક, હવે એ તો સઘળું થઇ રહેશે; પણ તું લાલચુશાને ત્યાં જઇ આવ, જોઈએ ત્યાં શું ધામ ધુમ થઇ રહ્યું છે. મારી પ્યારી જડાવ કેવા તર્કમાં છે. તે જાણી લે. વળતી ઢોલ, સરણાઇ, તાસાં વગેરે વાજીંત્રવાળાને બોલાવ. બંદુકોના બહાર કરવા બડકમદારોને કહે; ઘોડાને જરીયાનનો પોશાક નાખ ને સઘળા સાબેલા તૈયાર થઇ જવા સુચના કર. શરીરસામગ્રીમાં અને વરઘોડામાં કાંઇ ખામી જણાય તો આવીને સંભારજે. પણ ભીમા માંડવામાં જતી વખત તું મારી સાથે રહેજે. નહિં તો પછી ઘરડપણુ છે એટલે વખતે પડી જવાથી મશ્કરી થાય.

ભીમો—કોઇ નહિં થાય, હું તો તમારૂં સઘળું સમાધાન કરીનેજ બસીસ. પણ કાકા, તમે મને બહુ સાંભરશો. વારૂ આપણા જાનૈયાઓ તો તૈયાર થઇ બેઠા છે.

ઘરડા૦—એમકે? ત્યારે તું જલદી જઇ આવ,

ભીમો—બહુ સારૂં.

(જા ...)

-⊝०⊝-

# પ્રવેશ ત્રીજો.

## સ્થળ લાલચુશાનું ઘર.

લાલચુશા. દયાભાઇ ને જડાવ.

જડાવ—બાપા, તમારો ધારેલો વિચાર પૂરો થવાનો વખત નજદીક આવ્યો.

લાલચુશા—એ બધી વાત ફોગટ છે. તું કાંઇ અફરા તફરં કરીશ તો જોર જુલમ કરવાની જરૂર પડશે. પૈસાદારને પરણાવી સુખમાં દિવસ નિર્ગમન થાય તેવું કરીએ છીએ ત્યારે કેવા ગાંડા વિચાર કોઇના કહેવાથી ધારે છે. બાપુ! તને કોઇએ શીખવ્યું હોય તો તે હઠ હવે મુકી દે, ને મને નાહક કાયર ના કર.

જડાવ—પીતાજી. તે જોડું થવામાં ઘણી અડચણ છે. પૈસો તો છે એ વાત ખરી, પણ તે કેવળ ગરીબ માણસનાં ગળાં લુઇ અન્યાયથી મેળવ્યો છે. જગતમાં તેની અપકિર્તિ ઘણી છે. વળી કોઇ ઠબકાનું ઠેકાણું એટલે સાસરો, દેર કે જેઠ નથી "આગળ હાથ પાછળ હાથ ખમા કરે ગોરખનાથ" એ કહેવત મુજબ હરી ફરી ઘરડા કાકા સામુ જોવું. કદાપી દૈવ જોગે તેની આંખ મીંચાણી તો પછી મારી શી વલે?

લાલચુશા—તો શું અડચણ? ખાઇ પીઇ સુખે આનંદમાં દિવસ કહાડવા. વારૂ તું જા તો ખરી સૌ તારા પગ ત-

ભાસતા આવશે.

જડાવ—તે કયાં સુધી. જ્યાં સુધી લક્ષ્મી હોય ત્યાં સુધી. પણ લક્ષ્મિ કોઇની નથી. તે ક્ષણવારમાં રાજી કરે છે; તે ક્ષણવારમાં રોવરાવે છે. કવિ પણ તેને કહે છે કે

"ધીઃક દધીજા ધીઃક ધીઃક દૂખી જા પાછી
વિષ્નુ વલભા ધીઃક ચોદમા વીખ તું સાચી"

ત્યારે એવી ચળીત લક્ષ્મિનો ભરંસો શો? લક્ષ્મિ ખુટી એટલે કોણ તું ને કોણ હું. તમે મારા સગા પિતા છો પણ તે વખતે મારો ભાવ ન પૂછો. જ્યાં સુધી કાંઇ લાભ હોય ત્યાં સુધી સૌ પાસે રહે તેને માટે એક મુસાફરે એક વૃક્ષને કરેલો સવાલ સાંભળો.

## વૃક્ષપ્રતિ ઉક્તિ. મનાહર છંદ.

૩૦ અરે! દક્ષ વૃક્ષ સુણ લક્ષ દઇ વાત એક,
નિકળ્યો અગાઉ ત્યારે શોભા પાર વારની;
કોયલ ને શુક વળી બીજાંઓ અથાગ તણી,
વાણી મીઠી સુણી મેંય પક્ષીઓ અપારની;
જેઓ તારી પરે નાચી કૂદીને ગમત કરે,
કેમ પ્રીતી છોડી એવા ખુશી કરનારની;
૪૦ શું કરૂં તે તેની મેળે ચાલ્યાં ગયાં ફળફલે,
માયા આજ દેખ એવી સ્વાર્થિ સંસારની. ૧

-※-

જેમ તે ઝાડે કહ્યું કે ફળ હતાં ત્યાં સુધી પક્ષી આવી ટ કતાં પણ તે હવે પોતાને કાંઇ લાભ નથી એમ જાણી સૌ ઉ ડી ગયાં. તેમજ સ્વાર્થિ સંસારની માયા પણ એવીજ.

જ્યારથી તમે આ સબંધની વાત લાવ્યા છો ત્યારથી હું તમને દરેક દિવસે સારી રીતે સમજાવું છું પણ તમારૂં કઠણ હૃદય હજુ પીગળ્યું જણાતું નથી તો હવે વળી પરમેશ્વર કરે તે ખરૂં.

લાલચુરા—કર્યા પરમેશ્વરે રાંડ થંખણીના પેટની અમ- પો કવરાવ્યા કરે છે.

જડાવ—એમાં શું કવરાવ્યા. ઠાલા બકબકાટ કરો છો?

લાલચુરા—હું બકબકાટ કરૂં છું કે ઠીક ઠીક લે.

(તેને ખૂબ લપડાકો મારે છે)

દયાબાઈ—બેન, એની બુદ્ધિ ફરી છે “ સાઠી ને બુદ્ધિ નાઠી” માટે તું એને કાં બોલાવ.

લાલચુરા—હા, મારી બુદ્ધિ ફરી છે. તું પણ સુંઠનો સ્વાદ ચાખી લે.

(તેને પણ મારે છે)

દયાબાઈ—અરે! પાપી નિર્દયા તું અમને વગર વાંકે કાં માર? રે! દુષ્ટ તારા કઠણ હાથ મને શુળા જેવા લાગે છે. તું આવો નિર્દયો કેમ થયો.

લાલચુરા—આવો તો આવો પણ જોજે છેલનો દાવો. બાહવા! મારયામાં મસ્ત લાગો. માર ખાધાની વધારે મરજી જ-

જાય છે; હજુ તો જીભ ક્યાં ટુંકી કરે છે? ઠીક છે રજ બહુ ચડી ગઈ છે માટે બૂમ બંધેરીએ.

(વળી મારે છે)

દયાબાઇ—હાય હાયરે !!! મને મારી નાંખવી હોય તો મારો એકદમ છરાથી જીવ લે પણ દુ:ખ દઈ ના માર. મારી નાંખીશ તો પણ હું છોકરીનો સ્વાર્થ બગાડનાર નથી.

લાલચુશા—એતો હું ક્યારનો જાણું છું કે મારા ના પાડવા ઉપરાંત તેને તેં કન્યાશાળામાં મોકલી ભણાવી છે ત્યારથી તે અને તું બંને મને ગાંઠતાં નથી. પણ આટલું બધું બોલતાં આવડે છે ને રળતાં તો નથી આવડતું?

દયાબાઇ—બાઇડીઓ શું રળે. જો બાઇડીઓથી બનતું હોય તો જગતમાં મરદ શીદ ઉત્પન્ન કરત. બધી બૈરીઓજ રહેત.

લાલચુશા—ત્યારે હાલાં શું બકવું.

દયાબાઈ—તમે અવળી રીતે ચાલતા હો તો સારી સમજુતી આપવી એ અમારો ધર્મ છે.

લાલચુશા—આહાહા!!! સમજુતી આપનારનું પૂછવું. "ઘરડા કાકાને નહિં આપવાનું ને દીકરીનો સ્વાર્થ નહિં બગાડવાનું" બોલે છે તેનું ફળ ચાખજે. હજુ ક્યાં બગડયું છે. બંદા તો બાઇને સુખ રહેશે, પણ તું રોજ રો સાંઢ કરે તેવી છે જોને આંખજો ક્યાં માય છે? શરીરને બાંધો કેવો છે? પટીયાં કેવાં પાડયાં છે? આંખો કેવી પલકાર કરે છે? લુગડ

તો ફાટલ છે ને પોતે વૃદ્ધ થઈ છે તો પણ "હાલ જાય હવાલ જાય પણ બંદકા ખેલ કયું જાય" ખરેખરી રાંડ ફાટલજ છે ના?

દયાબાઈ—મારા પીટયા કૂતરા તને બધું સુઝે છે.

લાલચુશા—હા, હું કુતરો. હા હું કૂતરો. ને તારો બાપ કૂતરો.

(વળી મારે છે.)

દયાબાઈ—વોય વોયરે! બાપ. મારાં હાડકાં ભુક્કાં થઈ ગયાં.

લાલચુશા—વાળતાં ઠીક પડશે.

જડાવ—બાપા! આ શું? જીવતા બિચારી મારી વૃદ્ધ માને ભુંડા અપવાદ મુકી શિદ મારો છો?

લાલચુશા—એમજ હોય, વાંકે લાકડે વાંકો વેહ. છોડી તું તારી માના લક્ષણ શું જાણે?

(ખૂબ હસે છે)

જડાવ—લાજો, લાજો.

લાલચુશા—ચારૂ જા. મારે તો ગમતમાં તેનો જોખ વધારે વાર કરવાની મરજી હતી પણ બંધ રાખું છું. પણ હવે તું મારે આડે તો નહિં આવે?

જડાવ—જ્યારે તમે મારા માટે નાહક લડો છો ત્યારે તેમ.

લાલચુશા—હા, દીકરી હવે ઠીક કહેવાય. વિવાહની તૈયારી કરી છે માણુસો આંગણે મળ્યાં છે; આજ લગનનો દિવ-

સ છે, જાન પણ આવી છે ને પછી તું અને તારી માં તોફાન કરો એ યોગ્ય નહિં.

જડાવ—કોઇ તોફાન કરે નહિં જેમ બનવાનું હશે તેમ બનશે. તમે કર્યું તે સારૂં. વારૂ તમે જાઓ. પરોણાની સરભરા રાખો હું મારી માને સમજાવીશ.

લાલચુશા—વાહવા! દીકરી આવી તારી સુ બુદ્ધિ થશે એ હું જાણતો નહતો. પણ આ વચન સાંભળી ઘણોજ ખુશીછું.

(જાય છે)



## પ્રવેશ ચોથો.

સ્થળ સુમતીચંદનું ઘર.

સુમતીચંદ, જડાવ ને દાજી એક બ્રાહ્મણ સાથે.

સુમતીચંદ—અરે! જડાવ તું અહિ કેવી. તારે આંગણે તને પરણવા માટે ઘરડા કાકા આવેલ છેને?

જડાવ—કાકા એતો કાકાજ. બાકી ખરા સ્વામી તો તમે.

સુમતીચંદ—એ શું? મારી મશ્કરી કરે છે?

જડાવ—મશ્કરી શેની? જુઓને વાડકામાં પીઠી તો લાવી છું તે જરા પગે અડાડી આ મીંઢલ હાથે બાંધી લો ને કોઇ બ્રાહ્મણને બોલાવી તાત્કાળી લગ્ન કરો.

સુમતીચંદ—રૂપિયાનો ખર્ચ કોક કરે ને પરણે કોક એમ કેમ બને?

જડાવ—બનાવવું તું કેને આપશો કે. તમે કદાપી ના પાડો તો હું જીવ કાઢું. પણ એ મુડદા સાથે પરણું નહિં. જ્યારે તમ જેવા કેળવાએલા જુવાન આમ ડરશે ત્યારે અનાથ અબળાઓનું શું થશે? દુષ્ટ પિતાઓને તો દયા નહિં આવે.

સુમતીચંદ—મને જ્ઞાતિનો કાંઇ ડર નથી. તેઓ કદાપી મને પંક્તિ બહાર મૂકશે તો તેને માટે હું કાયદેસર ઇલાજ લઇશ. પણ મૂખત્વે તારું દ્રઢ જોઇએ.

જડાવ—મારું તો દ્રઢ છે જના. અને ખર્ચને માટે મારા પિતાની પેટીમાંથી આજ આવેલા બે હજારની થેલી ઉપાડી લાવી છું તે લો આ રહી.

(એટલામાં દાજી એક બ્રાહ્મણ સાથે પ્રવેશ કરે છે.)

દાજી—શેઠ સાહેબ, તમારી પાસે આ મહારાજના કાંઇ કામ પ્રસંગે આવ્યા છીએ. માટે મેહેરબાની કરી એકાંત પધારો.

જડાવ—તેના આવવા પેહેલાં તમે અહિં જરાવાર બેસો અમારે તમારી જરૂર છે.

દાજી—એવી શી જરૂર છે. જે હોય તે ખુશીથી કહો.

જડાવ—મારો પિતા મારાં લગ્ન ઘરડાકાકા સાથે કરવા તૈયાર થયો છે જે વાત તમારા પણ જાણવા બહાર નથી હવે તેમ નહિં થવા મેં અને મારી માતુએ ઘણી સમજુતી આપી પણ તે સઘળી નિષ્ફળ ગઇ. ત્યારે મેં નક્કી કરયું કે ૫-

રડા વરને બાથ ભીડવી તે કરતાં ચિંતા કાંઇ ઉતરતી નહી. પણ મારે ઘણા દિવસથી આ શેઠજી ઉપર આસ્થા બેઠેલી છે કારણ કે તેમનું અને મારૂં વય સરખુંછે. વળી તેઓ વિદ્વાન, સદ્‌ગુણી ને કુળવાન છે. અસલથી તેનું ઘર અમારી જ્ઞાતિમાં શ્રેષ્ટતા પામેલું છે. પણ પછવાડેથી જરા પૈસે ઉતરતા ગયા. હાલમાં આમની હિંમત તથા સુધારાના આગેવાન જોઇ હું ખુશી છું. તેઓ કપોળ કેળવણી ફંડ સ્થાપવામાં અગ્રેસર. વિધવા વિવાહોત્તેજક મંડળીના પ્રમુખ. બાળલગ્ન નિષેધ સભાના મેંબર ને જૂઠી જમણવારો નહિં કરવા જે જનરલ મિટિંગ થઇ છે તેના એડીટર. અરે! એટલાં તો મારા જાણવામાં છે પણ એ કરતાંએ વિશેષ કામમાં તેઓ હશે. પોતે સારી નોકરીપર છતાં ફુરસદ લાવી દેશ હિતાર્થે સુકાર્ય બનાવે છે એ આશ્ચર્ય. તેઓને વખતો વખત સભા ભરી ખુલ્લી રીતે ભાષણ કરતાં મેં જોયા છે. એક ઉગતા ગ્રંથ કર્તાના ગ્રંથની ટીકા કરતાં અનુભવી એડીટરનું લખાણ મારા જાણવામાં છે કે "દેશનું ભલું કરવાની ઇચ્છા રાખનારા ઉત્સાહી પુરૂષોની સંખ્યા વધેલી જોવાને અમે આતુરીએ છીએ. કેમકે ઇચ્છા રાખનારા કોઇવાર કરી બતાવી દાખલો આપનારા થશે" દેશની સ્થીતી નબળી અને આર્યપુત્રોના અર્વાચીન દુરાચાર વિષે ઘણા જણ દીલગીરી કરી રોવે પણ તેને સારી સ્થીતીપર (સુધારવાનું કામ માથે લે એવા પુરૂષો જવલ્લેજ. બોલવામાં શૂરા પણ ચાલવામાં મીયાં ખસકુ" એમ નહિં. પણ જે વિષય ઉપર આપણે

વારંવાર ચરચા કરતા હોઇએ તે આપણે જાતેજ પ્રથમ કરી બતાવવું જોઇએ "કહેનારા ઘણા પણ કરનારા થોડા" એમ બને ત્યારે દેશની દશા માઠી કહેવાય. જે પુરૂષોને સ્વદેશાભિમાનનો જુસ્સો હતો. ને તેઓ જે મહતકાર્ય કરી ગયા છે તેને તો આજે ઘણા વર્ષ થઇ ગયાં પણ તેવાં કામથી પોતાનું નામ અમર કરી ગયા છે. અને એ નામોને નાનાથી મોટા સૌ વિદ્વાન વર્ગ પીછાણે છે. ને "વાહવા! તેની હિંમતને, તેના ઐકયને ને તેના સ્વદેશાભિમાન જુસ્સાને" એમ કહી સૌ વખાણે છે. કેમ તેને તેમ કરતાં અડચણો નહિં પડી હોય? પડે તો પણ શું? ઉત્તમ વર્ગના માણસો આરંભેલું કામ પડતું મુકતાજ નથી.

## માલિનિછંદ.

" અડચણ ભય ધારી નીચના કામ ઝાલે,
શરૂ કરી ભય આવે મધ્યની હામ હાલે;
ઘડી ઘડી ભય પામી નામના તેથી ના લે,
પણ વીર નર ઝાલ્યું કામ તો ટેક પાળે "



સુધારા વાળાઓ તો વિધવાઓ સાથે પુનર્લગ્ન કરે છે. તો હું કાંઇ વિધવા નથી પણ એક કુંવારી કન્યા છું. વળી અન્યો અન્ય પરીક્ષા કરી વર કન્યાએ ખુશીથી વિવાહ કરવા શાસ્ત્રમાં છુટ છે.

## श्लोक.

इच्छयान्योन्यसंयोगःकन्यायाश्चवरस्यच:
गान्धर्वसतुविज्ञेयोमैथुन्यःकामसंभ्भवः १

કન્યા તથા વરનો, ઇચ્છાથી થયેલો સંયોગ અને જેનાં લગ્ન થવાનું મુળ કારણ માત્ર કામછે તે ગાન્ધર્વ વિવાહ જાણવો. અને એવી રીતે ઘણા વિવાહ થયાના આપણા હિંદુ શાસ્ત્રોથી અને કહેવાતી ગાથાઓથી મજબુત પુરાવા મળે છે. પણ એ બાબત વધારે વિવેચનથી બોલવા બેસી દ્રષ્ટાંતો આપુ તો લાંબા વખત જતાં 'ઓડનું ચોડ' થાય. માટે સર્વ વાતનો સાર ટુંકામા તમને એટલોજ કહું છું કે આ સુમતીચંદ શેઠનું મારી સાથે અત્યાર વખતે તમારી સાક્ષીએ અને બ્રાહ્મણની સહાયતાથી પાણી ગ્રહણ કરાવો.

દાજી—બહુ સારૂં.

(બ્રાહ્મણ સાથે હતો તેને કહેવાથી તેણે વીધીપુર્વક લગન કરી પરણાવ્યાં તે પછીથી જડાવ બોલજ રહી)

—※—

## પ્રવેશ ૫ મો.

### સ્થળ લાલચરણનું ઘર.

લાલચુથા એકલો.

લાલચુ—ઘરમાં તપાસ કરતાં જણાતી નથી તેથી ચાલે-

લી વાત ખરી હશે કે જડાવ સુમતીચંદને પોતાની ખુશીથી પરણી હવે જાણું ટેં હું કરવા જઇશું તો પેલાની સહાયતાએ વધારે જુવાનીઆ છે એટલે નાહક પજવશે. ઘરડા કાકાની તો કાંઇ ધાસ્તી નથી એતો સાળો અમસ્ત્રો પાછો જશે. મેં પણ મૂર્ખાઇ કરી કે સ્ત્રીના અને દીકરીના મત ઉપરાંત આ કામ કર્યું તો તેનું ફળ અંતે આ મળ્યું. "વાર્યા ન રહે પણ હાર્યા રહે" ઠઠ જીવ આમ વધારે વાર વિચાર કર્યે થી સીદ્ધિ? પેલો વરઘોડો તો હમણાં આવશે ને કન્યા માગશે ત્યારે શો જવાબ દેઇશું? માટે આપણે તો પોબારાં ગણવાં.

અજ્ઞાનતારૂપી તિમિરના પટથી અને માઠી દશાથી બાપડી અનાથ બાળકીને હું કૂવામાં નાંખી ખરેખર ભવ બગાડવા ધારતો હતો પણ અરે! દૈવ તે સઘળું પૈસા માટેજ† "મિંદડીનાં રૂવાડાં લઇ કાળા હાથ કોણ કરે" એ કહેવત શું હું ભૂલી ગયો? કન્યા વિક્રય તો મહા ક્રૂર છે.

લાવણી.

આર્ય જનો મમ યાર, કહું આ વાર, સ્તુતી ચિત્ત ધરશો ;
કન્યા વિક્રયનો ચાલ કદી નવ કરશો. ટેક. ૧
આ સર્વોત્તમ જગમાંય ધર્મ શુભ સારો,

---

અનુષ્ટુપ છંદ.

†"બુઢ્ઢાને બાળકી આપી, બાંધિછે મીંઢળો મડે;
પિતા પુત્રી તણો પાપી, પરતાવામાં પછી પડે."

પણ તેને તો રે આજ કર્યો છે ન્યારો,
અવળાં કાર્યોજ અપાર આદરી બેઠા,
ઠોકર લાગેથી ઠીક બેસશો હેઠા,
લઇ શાસ્ત્રોનો અનુસાર, ગ્રહીને સાર, નીધી દુઃખ તરશો,

કન્યા વિક્રયનો ચાલ, કદી નવ કરશો. ૨
નવ પૈસાદાર થવાય વરો શું ચાહે,
ઉલટા ડુબે ઝટ આપ દુઃખની ઝાળે,
લે પૂત્રીના જે દામ પશુ પરમાણો,
ખંડીત જોડું તો થાય મન નવ જાણો,
માટે સમજી સધ ચિત્ત, વરતતાં નિત્ય, સુખમાં ફરશો,

કન્યા વિક્રયનો ચાલ, કદી નવ કરશો. ૩
ઢમ ઢોલ માંહે તો પોલ કુલીન જો એવો,
કદી મળિયો પુત્રી નાથ લાભ શું કેવો?
ઘર ભોમી વેચ્યા કરે કરજ તે સારૂં,
બાન્ને કુટુંબનો પડે થાય કેમ વારૂ,
નહિ રળવા એથી જવાય, કહો શું ખાય, પેટ કેમ *ભરશો,
કન્યા વિક્રયનો ચાલ કદી નવ કરશો. ૪
પાપી ઉદર ને માટ સૂતા પર કૂવે,
નીશ દીન આશીષ તે દઇ પોકથી રૂવે,
આ કેવો રે અફશોચ નીર કોણ લુએ,

* જમાઇ રળા શકે નહિં ત્યારે પુત્રીનું પેટ પિતાએ ભરવું જોઇએ કેમકે "ભાગ્યું ઠામ કંસારે જાય"

અને બહુ એમ બનાવ સૂઝ નવ જુએ.
ધારો દૂષણ રૂપ ધીર, કહોને વીર, હવે કયમ ફરશો,
કન્યા વિક્રયનો ગ્રાસ કદી નવ કરશો. ૬
નવ બાળકી નાંખી કૂપ વિચારો આજે,
તો ફગરો આફત માંય થાય શુભ લાજે.
લવ લેશ દૂપ દિલ નહિં સુરતા કેમ ધારી,
બાંધો બાંધો સુધીર ગ્રાસ એ ભારી,
કરી મેંતો બહુ મૂર્ખાઈ, સુણોરે ભાઈ, સુખ આચરશો,
કન્યા વિક્રયનો ગ્રાસ કદી નવ કરશો. ૬

(બોલતો બોલતો નાશી જાય છે)

---

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ ઘરડાકાકાનો ઉતારો.

ઘરડાકા ને પછીથી બીબો.

ઘરડા૦—આહાહા!!! જેવી મારા મનમાં પરણવા સંબંધી ઉમેદ છે તેવીજ મારી પ્યારી જડાવને હશે. તે ગરીબ મા બાપને ઘેરથી આવી મારે ત્યાં પૂર્ણ સુખ પામશે ત્યારે તેને સોનાનો સૂર્ય ઉગ્યો જણાશે. આપણે તો તેના કહ્યામાં રહીશું. ભલા એ શું જાણે કે ઘરડાકાકા મળ્યા હતા. ઘણો પૈસો એટલે લ્હાવા લેવાની જરૂર બાકી ઈંદ્રિઓ તો નરમ પડી છે. "ઘરડા પરણે તે છોકરા સારૂ" એ બોલના બે અર્થ મને લા-

શુ પરવાના. એ પોતે ખુશી પડે તેમ કરે. આપણે તો મુને માટે જોયા કરશું, તેમ કરતાં છોકરાં થશે તે આપણુનેજ બાપ કહેવાનાં. મગર 'બીબી થાય મીયાં જોગ ત્યારે મીયાં થાય ઘોર જોગ' એમ તો ખરૂં. માણસો સૌ મારી મશ્કરી કરેછે પણ છોને કરે. મારા રૂપમાં શું માણા છે? જરા આંખે તેજ મોળું પડયું એ-જકે? દાંત તો પડી ગયા છે પણ તે કોણ દેખવાનું છે? વાહ! ઉપરથી તો ભભકો દેખાય છે. પેલી તો જતાં વખતજ ખુશ થવાની.

વરઘોડો સઘળો તૈયાર થયો પણ પેલો હરામખોર હજામડો હજુ કેમ નાવ્યો? સાળાને કાંઇ માલુમ છે કે ઝટ જઇએ તો ઝટ મેળા થાય. તેને તો પોતાનુંજ તાન લાગ્યું હશે. એ બ-ચ્ચો પણ વહાલી જડાવનું રૂપ જોઇ ઝુકી રહ્યા હશે. મેં પણ રૂપિયા ખરચ્યા પ્રમાણ. વારૂ એતો હજુ નાવ્યો. વળી સાસ-રાના ઘરનાં પણ કોઇ ફરકતાં નથી. અરે! તેની શી ચિંતા છે ચલાવો આપણેજ.

(ગાજતે વાજતે વરઘોડો મધ્ય બજારમાં આવે છે એ-ટલામાં ઉભા રહો ઉભા રહો એવો અવાજ થાય છે.)

(ખીમો આવે છે)

ખીમો—કાકા, દગો થયો.

ઘરડા૦—કે શાથી.

ખીમો—તમારી વહાલી જડાવ તો વંઠી ગઇ.

ઘરડા૦—સાળા તારી મા વંઠી. કયારના તને કહીએ છી

એ કે તારે જાણું ના ચડવું. વિચારીને બોલ આગરથું હસવાને માટે છૂટ પણ વખતએ ના વરતવો? કેમ મારો પ્યારો જડાવ ક્યાં છે?

**ખીમો—અરે!** એ રાંડ તો એ મુઈ.

**ઘરડા૦—**હરામખોર તારી જીભ હમણાં બહુજ વધી છે.

**ખીમો—સ**ઘળી વાત જાણ્યા પછી તમે પણ એમજ કહેશો.

**ઘરડા૦—**કેમ?

**ખીમો—**એ પોતાને તમારી સાથે વરવા ઇચ્છા નહિં હોય તેમ છતાં તેના પિતાએ તમારી સાથે બળાત્કારે લગ્ન કર્યું જ્યારે ખરો વખત આવ્યો ત્યારે તે ગામમાં લાયક માણસને યથા વિધી ગાન્ધર્વ વિવાહ કરી વરી. હવે તપાસ કરતાં જણાય છે ક્રોડ વાતે જડાવ તમને મળવાની નથી. તેમ છતાં કદાપી મળે પણ તે તમારે ત્યાં આવી મરવાનું કહે છે. એતો નિશ્ચય કાકા તમ જેવા નમાલા વરને વરી એ શું સુખ ભોગવે? તમારા પંડના તો દેખીતાજ ભડકા.

**ઘરડા૦—**વચ્ચે ટાયલું રહેવા દઈ વાત આગળ ચલાવ.

**ખીમો—**મરવાનું બોલે છે તથાપી ગામમાં સારો આબરૂદાર દાજી કરીને ગરાશીઓ છે તે કહે છે કે " હું મોકલું પણ ઘરડાકાકાના ઘરમાં ગયા પછી એક માસનો અંદર તેના હાથ દસ્કતથી ખુશી ખબરનો કાગળ આવે ત્યાં સુધી જાનમાંથી પાંચ જણ સારા સારા અહિં રહો. જો તે કુશળ હોય તો તઓને શીરપાવ આપી રજા આપું અને કદાપી તે બાઇ

ત્યાં મરે તો તેઓને અહિં મારૂં" આ વાત મેં આખી જાનના માણસોને પૂછી પણ કોઇ રહેવા કબુલ થતું નથી. ને તેઓ તો ચુપચુપ એક પછી એક વટાણા વાવી ગયા. જડાવનો પિતા પણ તેમજ કરી બેઠો છે. માટે મારા ધારવા પ્રમાણે હાલ તો પાછું ઘેર જવું.

ઘરડા૦—એ બધું તો ખરૂં થયું. વળી ઓછામાં પૂરૂં રૂપિયા પણ પુષ્કળ ગયા.

ખીમો—એમાં થી ચિંતા? તમારા મુવા પછવાડે કારજમાં ખર્ચ કરવાની જરૂર પડત ના? તે તમે હાથે કર્યો ગણાશે માટે તમ જેવા તો ભાગ્યશાળી કોઇ નહિં.

ઘરડા૦—હા, એતો ખરૂં. ઠીક ત્યારે ચાલો પાછા.

ખીમો—કાકા "ક્ષણભંગુર દેહ અને ચળીત લક્ષ્મીનો ભરૂંસો કરશો નહિં.

### મનોહરછંદ.

મળી જે લક્ષ્મીજ તુંને ચળીત દીસે છે એક,
દાટી ઉંડા દામ તેનો ગર્વ નહિં ધારવો,
રાજાઓને કરે રંક રંક તે કરે અમીર,
આખર પડાવે નીર પ્રેમશું વધારવો,
શરીર સુધી સંપત વ્હાલ બહુ બતાવે વિત્ત,
મારૂં મારૂં કરી જીવ ચિંતાએ ઓવારવો;
કહે સુજ્ઞ ધીક ધીક સમજી કરે તે ઠીક,
તેમાં સત્ય છોડે પ્રીત પડે નહિં વારવો. 1

નાણાના ભરાયા તારી છૈયા વિના સિગ્ર મુખ,
ઈશ્વરી માયા છે એમ જાણી સ્થીર રાખવું;
પૈસા તણે લોભે પાપી પિતા પુત્રી આપે તોય,
અયોગ્ય વસેજ થીદ પડે વાંખ ચાખવું,
કદી વંશ જાય ત્યારે સૃષ્ટિ શું ઉજડ થાય,
દ્રઢ એ કરી વિચાર વચ કાઢી નાંખવું;
દ્રવ્ય કોઇ ફંડે ધર્મ અગર સૌ આપટી કરો.
નામ ત્યાં અમર કરી રામ નામ ભાખવું. ૨

(સૌ જાય છે.)



# સૂચના.

નીચે લખેલાં પુસ્તકો જેમને મંગાવવાની ખુશી હોય તેમણે મને અગર ભાવનગરમાં હિતોપદેશક રત્નના તંત્રી મી. આત્મારામ નારણજીને કીમત તથા ટપાલ ખર્ચ મોકલી મંગાવી લેવાં. ટપાલનો જુમ્પો મંગાવનારને શીર છે.

| પુસ્તકનું નામ. | કીંમત | ટપાલ ખર્ચ |
|---|---|---|
| જગોને જીવરામ | ૦-૨-૦ | ૦-૦-૬ |
| કૃપણશા અને પ્રપંગી દ્વિજ | ૦-૩-૦ | ૦-૦-૬ |
| ઘરડા કાકાનો વરઘોડો | ૦-૩-૦ | ૦-૦-૬ |

ભટ કાનજી માધવજી રંઘોળા.

# અગાઉથી થયેલાં ગ્રાહકોનાં નામ.

— × .... × —

| | | |
|---|---|---|
| ૧૦૧ | કુમાર શ્રી રતનસિંહજી ભગવતસિંહજી | લીમડા |
| ૮ | શેહેર ખુલદખાનજી રૂસ્તમખાનજી | જુનાગઢ |
| ૮ | મીર જમુભાઇ ચાંદભાઇ | ” |
| ૫ | કૃપાશંકર સુખરામ મેહેતાજી | લીમડા |
| ૫ | આત્મારામ નારણજી | ભાવનગર |
| ૪ | જેઠાલાલ ઉમેદરામ મેહેતાજી | વાગડ |
| ૩ | બાળાશંકર જગજીવન કારકુન | શીહાનગર |
| ૩ | લુવાણા જ્ઞાતિ શુભેચ્છક મંડળી | ભાવનગર |
| ૨ | ઉમીયાશંકર વીરજી તાલુકા માસ્તર | વેરાવળ |
| ૨ | છગનલાલ નરોતમદાસ | ધરમપુર |
| ૨ | ઠકર જેરામ નરોતમ | ” |
| ૨ | ઇચ્છાશંકર કાળીદાસ | કુંડલા |
| ૨ | હરજીવન માધવજી તાલુકા માસ્તર | વળા |
| ૨ | સંતોકરામ પ્રભુદાસ | કુંડલા |
| ૨ | વલભજી હરીદત્ત | જુનાગઢ |
| ૨ | ગજધર માવજી વી. જયરામ રેવિન્યુ સરવૈયર | ભુજ |
| ૨ | લાલજી રૂગનાથ રાવળ મેહેતાજી | દહીંસરા |
| ૨ | મોરારજી વી. અજરામર | દેશલપુર |
| ૨ | ગવરીશંકર જેશંકર મેહેતાજી | પરવાળા |

| | |
|---|---|
| ૧ છોટાલાલ મગનલાલ મેહેતાજી | વાસણા |
| ૧ માણેકચંદ કીકા કારકુન | શીહોર |
| ૧ દુલભજી ચતુરભુજ | ,, |
| ૧ મગનલાલ ભીમજી | ,, |
| ૧ નરોતમ નિત્યાનંદ સેક્રેટેરી ગોળક શુભેચ્છક સભા. | અમદાવાદ |
| ૧ ધ્રુવ બાલાભાઇ લલુભાઇ | બારાઘોડા |
| ૧ ધ્રુવ પરભુલાલ કેશવલાલ | ,, |
| ૧ ગણપતરામ મહાનંદ | ,, |
| ૧ વલભરામ ગંગારામ | ,, |
| ૧ ચુનીલાલ દોલતચંદ | ભાવનગર |
| ૧ લલુભાઇ પ્રેમચંદ | ,, |
| ૧ ગંભીર ગુલાબચંદ | ,, |
| ૧ છોટાલાલ ગીલા | ,, |
| ૧ ગીરધર બુટા | ,, |
| ૧ ગીરધરલાલ નાથા | ,, |
| ૧ રણછોડ ગુલાબરાય | ,, |
| ૧ જગજીવન રતનજી | ,, |
| ૧ કાછીયા પરભુ રગનાથ | ,, |
| ૧ રજપુત લખા નાથા | ,, |
| ૧ પટેલ ખેંગાર જીવા | ,, |
| ૧ પટેલ નારણ હાકે | ,, |
| ૧ પટેલ કુબેર કરસન | ,, |

| | |
|---|---|
| ૧ મોતીરામ હરીદાસ | મુંબઈ |
| ૧ રામજી કલ્યાણજી | કુંડલા |
| ૧ કોલ વવીઠલદાસ ઓઘા | ” |
| ૧ ત્રીભોવન છગન | ” |
| ૧ હીરાચંદ ગોપાળજી | ” |
| ૧ ગીરજાશંકર નાનાભાઈ | ” |
| ૧ હરજીવન રામજી | ” |
| ૧ ગોપાળજી પીતામર | ” |
| ૧ ભગવાન જસરાજ | ” |
| ૧ હરજીવન ડાહ્યાભાઈ | ” |
| ૧ ડાયા તુળશી | ” |
| ૧ વેણીશંકર ખુશાલીરામ | જુનાગઢ |
| ૧ વોરા ઉમીયાશંકર પીતામર | ” |
| ૧ નર્મદાશંકર ભુદરજી | ” |
| ૧ નાગજી કશનજી | ” |
| ૧ મેહેતા પરસોતમ મુળજી કાપરેત | ભુજ |
| ૧ આરાવઅલી બીનમહમદ | ” |
| ૧ ગોરધન પ્રભુજી | ” |
| ૧ મેહેતા મુગટરામ ભવાનીશંકર | ” |
| ૧ લક્ષમીદાસ હરજીવન | ” |
| ૧ વશરામ માવજી જયરામ | ” |
| ૧ માણેકલાલ લક્ષમીદાસ | ” |

| | | |
|---|---|---|
| ૧ | રાવલ દલપતરામ લવજી | ,, |
| ૧ | ખોજા રતનશી કાનજી | ,, |
| ૧ | ભવાન વેલજી | જેતપુર |
| ૧ | મોનજી ભવાન | જેતપુર |
| ૧ | વકીલ સરીફ સુમાર | જેતપુર |
| ૧ | દેશવજી શામળજી | જેતપુર |
| ૧ | હીરાચંદ ઝીણા | જેતપુર |
| ૧ | ત્રીકમજી હેમરાજ | જેતપુર |
| ૧ | મણીશંકર જેતપુર | જેતપુર |
| ૧ | ગંગાશંકર અંબાશંકર મેહેતાજી | લાખણીઆ |
| ૧ | જગજીવન હરજીવન | લાખણીઆ |
| ૬ | ઠાકોર શ્રી ભોજરાજજી પ્રાગજી | લાખણીઆ |
| ૧ | સોની નેણસી ટોપણ | લાખણીઆ |
| ૧ | શેઠ રામઈયા રતનશી | લાખણીઆ |
| ૧ | જાડેજા જામદારસંધજી કલ્યાણજી | લાખણીઆ |
| ૧ | શેઠ ખટાઉ હરચંદ | લાખણીઆ |
| ૧ | સેઠ પ્રેમજી નારણજી | લાખણીઆ |
| ૧ | શેઠ મુળજી કરશન | લાખણીઆ |
| ૧ | શેઠ આસુ વેશનજી | લાખણીઆ |
| ૧ | હજુરી જેઠાભાઈ | લાખણીઆ |
| ૧ | કેશવજી સોહેરાભાઈ સબટ્રેઝરર | કવેટા |
| ૧ | દશરથલાલ ગંગારામ | પાટણ |

| | | |
|---|---|---|
| ૧ | છગનલાલ લલુભાઇ | એરવા |
| ૧ | રણછોડલાલ વાલચંદ | એરવા |
| ૧ | પુંજાલાલ માનચંદ | એરવા |
| ૧ | પ્રાણશંકર દેવશંકર | એરવા |
| ૧ | કીશોરલાલ માનચંદ | એરવા |
| ૧ | બાવા મોતીરામ મોનદાસ | પીપળી |
| ૧ | વીઠલરાવ સખારામ કારકુન | શીહાનગર |
| ૧ | ઉમયાશંકર હીરાશંકર કારકુન | શીહાનગર |
| ૧ | અમરસંઘ દાદા | શીહાનગર |
| ૧ | મુળજી વજેરામ કારકુન | લીલીયા |
| ૧ | સોની કેશવજી દેવજી | રંઘોળા |
| ૧ | ઠકર હરજીવન માવજી | રંઘોળા |
| ૧ | પંડીત જાદવજી રામજી | રંઘોળા |
| ૧ | બાવા મોહનદાસ બળીરામ | રંઘોળા |
| ૧ | લાલજી નારણ | બીલખા |
| ૧ | પરીખ ગોરધન વાહાલાભાઇ | પેટલાદ |
| ૧ | હરજીવન નારણ | રામાણકા |
| ૧ | મેતા રામજી કાળીદાસ | રામાણકા |
| ૧ | મેતા ત્રીભોવનદાસ મોડીદાસ | રામાણકા |
| ૧ | શેઠ માધવજી માવજી | રામાણકા |
| ૧ | રાઓળ હામાભાઇ ગોપાભાઇ | રામણકા |
| ૧ | ત્રવાડી ખેચર દેવજી | પરવાળા |

| | |
|---|---|
| ૧ ગોહેલ રામાભાઇ વી. અખાભાઇ | પરવાળા |
| ૧ હરીશંકર ગોવિંદરામ | રૈવા |
| ૧ પટેલ રામભાઇ મથુરભાઇ | સોજીત્રા |
| ૧ પટેલ નરસીભાઇ લલુભાઇ | સોજીત્રા |
| ૧ જટાશંકર નરસીરામ દ્વિવેદી | રાજકોટ |
| ૧ રા૦ અચરતલાલ મણીરામ ભચેચ | આમદાવાદ |
| ૧ શ્રી બાળજ્ઞાન વર્ધક સભા | અમદાવાદ |
| ૧ શ્રી વડનગરાભ્યંતર સુબોધેચ્છક સભા | અમદાવાદ |
| ૧ પ્રાણગોવિંદ રાજારામ | અમદાવાદ |
| ૧ હીરાલાલ વિદ્યારામ ડ્રાફ્ટ આર્કીટેક્ટ | સુંદરામપુર |
| ૧ પીતામ્બર મોરરાજી હેડમાસ્તર | ,, |
| ૧ મનસુખલાલ કુબેરજી આ. માસ્તર | ,, |
| ૧ મથુર નરોતમ | ,, |
| ૧ અંબાલાલ હરીવલ્લભ | ,, |
| ૧ દામોદર નથુરામ જોશી મેહેતાજી કમીયાળા | કમીયાળા |
| ૧ તુળજારામ આત્મારામ કારકુન | રાંદેર |
| ૧ શેઠ લાલજી ચાંપશી | દેશલપુર |
| ૧ ઠક્કર પ્રાગજી ઠાકરશી | દેશલપુર |
| ૧ રા. વનરાવન રઘુભાઇ | ભાવનગર |
| ૧ રા. માણેકલાલ ગવરીશંકર | ભાવનગર |
| ૧ રા. વ્રજલાલ ઓધવજી | ભાવનગર |
| ૧ અમરચંદ ભગવાનદાસ | મેંગણી |
| ૧ પંડીત વનમાળી જીભાઇ | રંઘોળા |
| ૧ પંડીત બેચર દુર્લભરામ | રંઘોળા |